જેમાં એક કાળે ચેતન હતું પણ જે આજે નિષ્પ્રાણ બની ગઈ છે. જ્યાં જ્યાં ગાબડાં દેખાય ત્યાં ત્યાં બાકાં પૂર્યે કે થીગડાં દીધે કામ સરે એમ નથી. ધરમૂળનો પલટો, પૂરેપૂરી ઉથલપાથલ, કર્યા વિના છૂટકો નથી. બૌદ્ધિક, નૈતિક ને ભૌતિક ક્ષેત્રોમાં જમીનને ખોદીને ઉપરતળે કરવાની ઘણી જરૂર છે. તેમ થાય તો કંઈક પણ પાક ઊતરે. જેને આપણે અરાજકતા, બળવો, ક્રાંતિ કહીએ છીએ તે પ્રગતિ સાધવાનાં સાધનો છે.

જગતમાં સર્વ સુધારાઓ દંભ અને પાખંડની સામે લડાઈમાં ઊતરેલા, અસંતુષ્ટ, ચળવળિયા, બળવાખોર, ક્રાંતિકાર લોકોએ જ કર્યા છે. તેઓ નવી હિલચાલો શરૂ કરે છે; નવા ઈશ્વરવાદોનું પ્રતિપાદન કરે છે; નવાં બંધારણો રચે છે. ઈસુએ ધર્માધિકારીઓના પાખંડની સામે, રોમન સામ્રાજ્યસત્તાની જહાંગીરી પ્રણાલિકાઓ સામે, ને પોતાના જમાનાના રૂઢિગત શિષ્ટાચારની સામે બળવો ઉઠાવ્યો હતો. સમાજહિત સાધવાની જે ધગશ મહાવીરોમાં હોય છે, જે તેમનામાં ચેતન અને ઉત્સાહ રેડે છે ને તેમને નવાં નવાં સાહસો કરવાની પ્રેરણા આપે છે, તેને ધર્મનિષ્ઠા જોડે કશો વિરોધ નથી; એટલું જ નહીં પણ એ ધર્મ-નિષ્ઠાનું જ સ્વાભાવિક પરિણામ છે. ધર્મપરાયણ સાધુસંતોએ, અને જુલમ ને અન્યાયના દર્શનથી જેમના આત્મા સંતપ્ત થઈને પ્રજળી ઊઠ્યા છે એવા પેગંબરોએ જ માનવહૃદય પર ઊંડામાં ઊંડી છાપ પાડી છે. માર્ક્સવાદે આજે ધર્મનો જે સદંતર અસ્વીકાર ને ત્યાગ કર્યો છે તે અનાવશ્યક લાગે છે આપણને સમાજહિતનાં કામમાં રસ હોય એટલા માટે આપણે આત્મતત્ત્વ સાથે સંબંધ તોડી નાખવો જોઈએ એવું નથી. આત્મજ્ઞાન અને સામાજિક કાર્યકુશળતા એકબીજાનાં વિરોધી નથી, એટલું જ નહીં પણ એકબીજાનાં પૂરક છે. આત્મતત્ત્વ પ્રત્યે દુર્લક્ષ કરવું એનો અર્થ એ છે કે ફળદાયી

સમાજકાર્ય કરવાની આપણી શક્તિ વધતી અટકાવવી. જગતને ફરીફરીને ભાંગવામાં ને નવેસર રચવામાં આવે છે; ને એમ કરતાં કરતાં તે પૂર્ણત્વની નજીક ને નજીક પહોંચતું જાય છે. જ્યાં લગી માનવજાતિ દુર્ગુણી, અણઘડ ને હઠીલી છે ત્યાં લગી તેને ઓગાળીને ધાર્યો ઘાટ આપવા માટે આથી બીજો રસ્તો જ નથી. ઈશ્વર પર આસ્થા રાખનારાઓમાં બળવો કરવા જેટલી શ્રદ્ધા હોય છે. ઈશ્વર વાડા તોડનારા, ક્ષોભ મચાવનારા, ક્રાંતિઓ કરનારા લોકોના પક્ષમાં છે; તેમનો સંગાથી છે. તેના સેવકો જગતમાં શાંતિ નથી ઉપજાવતા, અશાંતિ પેદા કરે છે. તેઓ જે ધ્રુવતારા પર નિશાની રાખીને જીવનનું નાવ હંકારે છે તેને જગત જોઈ શકતું નથી, ને તેથી તેમને ધિક્કારે છે.

પણ આપણામાં વિનાશ કરવાની ઈચ્છા હોય એટલું બસ ગણાય? કેવળ ઉત્પાત મચાવવાને ખાતર જ કરેલા બળવાને આપણે ઉત્તેજન આપવું જોઈએ ખરું? વિલાસપ્રિય લોકોએ આધ્યાત્મિક સંયમનાં બંધનો સામે કરેલા સસ્તા ને સહેલા બળવા આજે આપણે ઘણા જોઈએ છીએ. વિનાશનું કામ સહેલું છે ને હિંસક સ્વભાવવાળાને બહુ રુચતું આવે છે.

આપણે બળવાને ખાતર જ બળવો કરવો જોઈએ, કે એમાં કંઈ ઉચ્ચતર ધ્યેય રાખવું જોઈએ? બાઈબલનું પેલું વચન કહે છે કે એવું ધ્યેય છે તો ખરું. વિકાસક્રમના અંતિમ ધ્યેય જેવી કંઈક વસ્તુ છે જ. કજિયાનો છેવટનો અંત ત્યારે જ આવે જ્યારે એનો વાજબી નિકાલ કરવામાં આવ્યો હોય. જગત પર જે લોકોનો માલિકીહક છે તેમના હાથમાં જગત સોંપાવું જોઈએ.

જગતના હકદાર માલિકો કોણ છે? પાકા, પહોંચેલા, કામમાં કુશળ, ને વહેવારમાં એક્કા એવા વેપારી વૃત્તિવાળા માણસોનો

આજે જગત પર કબજો છે. પણ તેઓ એના સાચા માલિક છે ખરા? સર્વ ધર્મના શાસ્ત્રગ્રંથો પોકારીને કહે છે: 'સભી ભોમ ગોપાલકી'. **ईशावास्यमिदं सर्वम्** — 'આ બધું ઈશ્વરે વ્યાપેલું છે'. આપણે જો ઈશ્વરના સેવક હોઈએ તો આપણે સત્યના પક્ષમાં ભળવું જોઈએ ને તેને માટે કામ કરવું જોઈએ. સત્યનો અર્થ એ કે માણસ માણસ વચ્ચે, સમાજ સમાજ વચ્ચે, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે સમુચિત સંબંધની સ્થાપના.

### ૩. 'પ્રેમપંથ પાવકની જ્વાળા'

ઈસુ ખ્રિસ્તે કહ્યું છે: પૃથ્વીનો વારસો નમ્ર માણસોને મળશે. નમ્ર એટલે સધન ને સ્વસંતુષ્ટ માણસો નહીં; રખે લોકોને માઠું લાગે એ બીકે સત્ય બોલતાં ને આચરતાં આચકો ખાનારા પગારદાર પાદરીઓ ને પુરોહિતો નહીં. ગયા વિશ્વયુદ્ધમાં આપણે જોયું કે દરેક ધર્મના અધિકારીઓએ તેમનાં રાષ્ટ્રોની યુદ્ધનીતિને ટેકો આપ્યો હતો. શાંતિવાદીઓને નાસ્તિકો ગણીને હડધૂત કરવામાં આવ્યા હતા; પણ ખરા નમ્ર ને પીડિત તો તેઓ હતા. તેમણે યુદ્ધની સામે પોતાનો અવાજ ઉઠાવ્યો, ને તેમ કરતાં લોકોએ જે દુ:ખો દીધાં તે બધાં હસતે મોઢે ઝીલ્યાં. બાઈબલનું પેલું વચન કહે છે કે જગત ગર્વિષ્ઠ ને ઉસ્તાદ લોકોના હાથમાંથી છીનવી લેવામાં આવશે, અને નમ્ર ને પીડિત માણસોને સોંપાશે. એમાં ઈશ્વરે કહ્યું છે: "જે નીચે છે તેને હું ઉપર ચડાવીશ, ને જે ઊંચે છે તેને હેઠો પાડીશ." જગતમાં આજે જરૂર મૂલ્યપરિવર્તનની — નવી આંકણીઓ ને નવા ગજ પેદા કરવાની — છે. ઈસુ ખ્રિસ્ત એમના મહાકાર્યમાં ગરકાવ હતા તે ઘડીએ પણ એમના અનુયાયીઓ માંહોમાંહે એ ચર્ચા કરતા હતા કે આપણામાં સૌથી મોટો કોણ ગણાશે? ઈસુના વધસ્તંભની કાળી છાયા ક્ષિતિજ

પર પથરાઈ હતી તે વખતે આમનાં મનમાં મોટાઈ અને સત્તાનો વિચાર રમી રહ્યો હતો. માણસે મોટા બનવું હોય તો શૂન્યવત્ બનવું જોઈએ, સ્વેચ્છાએ પોતાને સહુથી છેલ્લો મૂકવો જોઈએ; અગ્રેસર બનવું હોય તો સેવા ને સ્વાર્પણમાં સહુથી મોખરે રહેવું જોઈએ. આજે સત્તા ને હુંપદના એવા જ વિચારો આપણાં મનને ઘેરી રહ્યા છે. સંસ્કારી સજ્જનને માટે નમ્રતા એ આવશ્યક ગુણ નથી ગણાતો. એ ગુણ સ્ત્રીમાં જ શોભે એમ મનાય છે. નિર્બળને મદદ કરવાનો બળવાનનો ધર્મ એ સંસ્કારી જીવનમાત્રનો પાયો છે. પણ આપણને ઘરમાં ને નિશાળમાં એમ જ શીખવાય છે કે બળવાનને નિર્બળ પાસેથી સેવા લેવાનો અધિકાર છે. આજે આપણો આચાર આ બેહૂદા સિદ્ધાંતને આધારે ચાલી રહ્યો છે. સ્ત્રી અબળા રહી એટલે તેણે પુરુષની દાસી બનવું જોઈએ; પછાત પ્રજાઓએ, એટલે કે શસ્ત્રબળમાં નિર્બળ પ્રજાઓએ, બળવાન પ્રજાઓની ચાકર બનવામાં સંતોષ માનવો જોઈએ; — એ આજની પરિસ્થિતિ છે. પણ ધર્મ તો પોકાર કરીને એથી ઊલટું સત્ય ઉચ્ચારે છે કે બળવાને નિર્બળના ચાકર બનવું જોઈએ. જેને ઈશ્વરે ઘણું આપ્યું છે તેની પાસેથી તે ઘણું માગવાનો છે. આપણે જો પોતાને આગળ વધેલી પ્રજાઓ માનતા હોઈએ તો સેવા ને સ્વાર્પણ એ આપણું બિરદ હોવું જોઈએ.

જગતની આગેવાની પ્રેમ અને સેવા પાસે છે. સ્વામી એટલે જ સેવક. જે બીજાઓને રાજીખુશીથી ને ખરેખરી ઉપયોગી મદદ કરે તે સૌથી મોટો. સંસારનાં સર્વ ક્ષેત્રોમાં અગ્રગામીઓને, પહેલ કરનારાઓને, સુધારકોને હમેશાં દુઃખો વેઠવાં પડ્યાં છે. તેમને પોતાના કરતાં ઉચ્ચતર એવા કોઈ ધ્યેયની લહે લાગેલી હોય છે; ને તેથી ધ્યેયપ્રાપ્તિ થાય નહીં ત્યાં લગી તેઓ પાછા વળી શકતા નથી. પ્રાકૃત લોકો સુખને જીવનનું મુખ્ય

ધ્યેય માને છે; તેમના વિચારમાં અને ધર્મની દૃષ્ટિમાં કશું જ સામ્ય નથી. ફિલસૂફો સુખને જીવનનું ઉત્તમ ફળ કહે છે ત્યારે પણ તેમના ખ્યાલમાં ભોગવિલાસ કે દેહની તૃપ્તિ નથી હોતાં, પણ આત્માનું સુખ હોય છે. પૂર્ણત્વ કે આત્મસુખની પ્રાપ્તિના મુખ્ય સાધનરૂપે તેઓ કષ્ટસહનને — તપસ્યાને ગણાવે છે. આજે જગત દ્વેષ અને સંશયની બેડીઓમાં જકડાયેલું છે; તેને નવું રૂપ આપવાની શક્તિ પ્રેમ અને આપભોગમાં છે. માણસો જેટલા પ્રમાણમાં મતલબી ને એકલપેટા થવા મથે છે તેટલા પ્રમાણમાં તેઓ પાંગળા ને અપંગ બની જાય છે. જેટલે અંશે તેમનામાં પ્રેમની ભાવના હોય છે તેટલે અંશે તેઓ અવિકલ અને વિશુદ્ધ બને છે.

પ્રેમ અને સહનશીલતાની એક અખંડ બેલડી છે. તે એક શરીરની બે આંખ જેવાં છે. પ્રેમીઓ સદાકાળ દુ:ખનો સર્વશ્રેષ્ઠ મુકુટ પહેરે છે એવું દૃશ્ય ડાન્ટેને દેખાયેલું. જેનામાં ખરેખરો પ્રેમ છે એવો કોઈ માણસ કષ્ટસહનમાંથી છટકી શકે જ નહીં. જેટલો પ્રેમ વધારે તેટલું વધારે કષ્ટ. પ્રેમ રાખવો એટલે ઓછા દુ:ખી થવું એમ નહીં, પણ ઓછા દુરાચારી થવું. જીવન એ સંઘર્ષોનું એક ચક્ર છે, ઘટમાળ છે. આપણામાંના સારામાં સારા માણસો એકબીજાની સામે ઊભા રહે છે પણ એકબીજાનાં દિલને સમજી શકતા નથી. પુરુષ અને સ્ત્રી, માતપિતા ને બાળક એકબીજાને વિરોધભાવે જુએ છે. આપણું જગત ઝપાટાભેર બદલાઈ રહ્યું છે; મૂંઝાયેલું છે; આત્મવિશ્વાસ ખોઈ બેઠું છે; તેનાં મૂળિયાં ઊખડી ગયાં છે; આદર્શો ધરમૂળથી પલટાઈ ગયા છે; કાળ અને પ્રણાલિકાએ જેને માન્ય રાખેલી એવી સર્વ વસ્તુઓ પરનો તેનો વિશ્વાસ ડગી ગયો છે. બાળકો માતપિતા પ્રત્યે આદરથી જોતાં નથી; માતપિતામાં સ્નેહ અને સૌમ્યતા હોવાં જોઈએ તેને

બદલે તેઓ અસ્વસ્થ ને ચિન્તાતુર રહે છે. પણ આપણે એકબીજાને નથી સમજતા એટલા માટે શું એકબીજાનો ત્યાગ કરી શકાય? આપણામાં સાચો પ્રેમ હોય તો ન જ કરી શકાય. સંઘર્ષને આપણે બળજબરીથી દૂર કરી શકીએ ખરા? આપણી આંતરિક ઝંખનાઓ ને અતૃપ્ત વાસનાઓને આપણે બળજબરીથી દબાવી શકતા નથી. કેમકે દબાવી દીધેલી અતૃપ્ત વાસના એ સૂતેલો શત્રુ છે. આપણા પ્રતિપક્ષીને આપણે માર મારીને હરાવીએ તો તે ઝાડીમાં સંતાઈ રહેશે, ને બીજીવાર લાગ આવ્યે આપણા પર છાપો મારી આપણને ભોંયભેગા કરશે. સમાધાનથી રીઝેલો ને શાંત પડેલો શત્રુ સારો મિત્ર બને છે; હારેલો હરીફ કટ્ટો દુશ્મન થાય છે. હિંસા અન્યાયને કદાચ દબાવી શકે ખરી, પણ કડવાશને વધારશે. હિંસક પ્રતિકારથી દ્વેષની લાગણી વધે છે. આપણે જો વિરોધને પ્રેમથી ન જીતી શકીએ તો આપણે માટે એક જ રસ્તો રહે છે કે વિરોધને નભાવી લેવો. આપણે કાં તો સાંખી લેવું નહીં તો નાસી છૂટવું રહ્યું. બંને વાતમાં દુઃખ તો છે જ. આપણા હૃદયમાંનાં અનુરાગો ને આકાંક્ષાઓ, એકલતા ને પ્રેમ આપણે બીજાને જણાવી શકતા નથી. બીજાઓ સમજતા નથી. તેઓ અનુરાગને હીન સમજે છે, લાગણીને ક્ષણિક ઊભરો માને છે. આપણામાં જો પ્રેમ હોય તો આપણે નમ્રભાવે એ બધું સહન કરવું રહ્યું. એવી પરિસ્થિતિમાં માણસે મનના વિચાર મનમાં સાચવી રાખવા જોઈએ. આનો અર્થ એ નથી કે તેણે સત્યનિષ્ઠાનો ત્યાગ કરવો. ઊલટું તે મૌન વડે એની રક્ષા કરે છે; એની આસપાસ પોતાની સહનશીલતારૂપી વાડ બાંધે છે. જે પ્રેમ અપાર કષ્ટ સહન કરે છે તે પ્રેમની પારદર્શકતાને પહોંચી વળવાનું સામર્થ્ય વિશ્વની પ્રબળમાં પ્રબળ શક્તિઓમાં પણ નથી હોતું.

ધર્મ આપણને અવગુણ કેડે ગુણ કરવાની, અપકારના

બદલામાં ઉપકાર કરવાની આજ્ઞા કરે છે. ભગવાન બુદ્ધે કહ્યું છે: "વેરથી વેર કદી શમતું નથી; અવેરથી — પ્રેમથી શમે છે." "હે ભિક્ષુઓ, ચોર અને ખૂનીઓ કરવત વડે તમારાં સાંધા ને પાંસળીઓના ટુકડા કરે તોપણ જો તમે એમના પર ક્રોધ કરશો તો તમે મારી આજ્ઞા પાળી નહીં ગણાય."* હિંદુ ઋષિમુનિઓ ઉપનિષદના સમયથી કહેતા આવ્યા છે કે અસહિષ્ણુ પ્રત્યે પણ સહિષ્ણુ બનો, હિંસક પ્રત્યે પણ વિનયશીલ થાઓ, અને સંસારમાં આસક્તિ ધરાવનારાઓની વચ્ચે રહેવા છતાં સંસારની સર્વ વસ્તુઓથી અલિપ્ત રહો. જીવનના ઉલ્લાસ અને થનગનાટવાળી કર્મરત પ્રજાઓને આવો આદર્શ કદાચ ન રુચે; પણ એ આદર્શમાં ગૂઢ ઘા રૂઝવવાની ને અંગત દુ:ખોને હળવાં કરવાની શક્તિ રહેલી છે. ચારિત્ર્યવાન પુરુષો ને શીલવતી મહિલાઓ સુખચેન તજીને બહિષ્કૃતોના જેવાં દુ:ખ ભોગવતાં હોય, સ્વેચ્છાએ ગરીબાઈ સ્વીકારી રંક માણસોની પેઠે શહેરની શેરીઓમાં ચાલતાં હોય; પ્રેમની સુવાસ ફેલાવતાં હોય; અને છતાં ન એને વિષે વાત કરતાં હોય, ન સાધુતાના ભાનથી ફુલાતાં હોય, ન કોઈને જાણવા દેવાને ઇચ્છતાં હોય — એના કરતાં અધિક ઉન્નત અને ઉદાત્ત વસ્તુ આ દિક્કાળની મર્યાદાવાળા જગતમાં એકે નથી.

## ૪. ઈશ્વર પ્રેમસ્વરૂપ છે

ઈશ્વર સહુનો સ્નેહાળ મિત્ર છે — ગીતા કહે છે તેમ ભૂતમાત્રનો સુહૃદ છે: **सुहृदं सर्वभूतानाम्**. ઈસુએ આત્માનો

---

* "માતા જેમ પોતાના એકના એક પુત્રને પોતાનું આયુષ્ય ખર્ચીને પણ પાળે છે તે જ રીતે બધાં પ્રાણીઓ પ્રત્યે અમર્યાદ પ્રેમ રાખો, અને સર્વ પ્રાણીઓ પ્રત્યે ઉપર, નીચે અને ચારે બાજુ અસંબાધ, અવેર અને અસપત્ન મૈત્રીની અમર્યાદ ભાવના વધારવી." — સુત્તનિપાત.

વિજય કરાવ્યો તે બળજબરી ને લોભથી નહીં પણ ધીરજ, પ્રેમ અને કષ્ટસહન વડે. 'પિતાને પુત્ર સિવાય કોઈ જાણતું નથી,' આ વાક્યનો અર્થ એ છે કે જેનામાં ઊંડો પ્રેમ છે તેને પિતારૂપી ઈશ્વરના સાચા સ્વરૂપનું યથાર્થ દર્શન થાય છે. સહનશીલ પ્રેમ એ ઈશ્વરનું લક્ષણ છે. ઈશ્વર એ પોતાના દૈવી હકોનો ઉપયોગ કરનાર ને પોતાના કાયદાનો દોર ચલાવનાર સમ્રાટ નથી, પણ કોમળ, પ્રેમાળ પિતા છે; ને આપણે પાપ કરીએ છીએ ને ઠોકરો ખાઈએ છીએ એટલા જ કારણે તે આપણને ચાહતો મટી જતો નથી. ઈસુએ ધર્મના સારરૂપ જે સત્યને કાજે વધસ્તંભ પર પ્રાણાર્પણ કર્યું તેનું વર્ણન જૉને તેના પત્રમાં આ પ્રમાણે કર્યું છે: "હે પ્રિયજનો, આપણે એકબીજા પર પ્રેમ રાખીએ, કેમકે પ્રેમ ઈશ્વરનો અંશ છે. પ્રેમ કરનાર દરેક જણ ઈશ્વરનો પુત્ર થાય છે ને ઇશ્વરને જાણે છે. જેનામાં પ્રેમ નથી તે ઇશ્વરને જાણતો નથી. કેમકે ઇશ્વર પ્રેમસ્વરૂપ છે." ન્યાય નહીં પણ પ્રેમ — સ્વયંભૂ, ઉદાર, ગણતરી કરવા ન બેસનારો દિલદાર પ્રેમ — એ વિશ્વનું ઊંડામાં ઊંડું સત્ય છે.

પ્રેમ એ ક્ષણિક ભાવના કે ફીકી લાગણી નથી; પણ જેમાં મન, લાગણી, ઇચ્છા એ સર્વનો ઉપયોગ થતો હોય એવી જીવનની એક વૃત્તિ છે — પ્રબળ, ગંભીર, અને ચિરસ્થાયી. પ્રેમના પાત્રને વિષે તેના મનમાં આદર હોય છે; તેનામાં કંઈક હીર ઊંડે ઊંડે પડેલું છે એમ તે માને છે; તેનું વધારેમાં વધારે કલ્યાણ થાય એવા પ્રયાસ કરે છે. આપણે સહુ એક શરીરના જુદાજુદા અવયવો જેવા છીએ; એટલે પડોશીને હાનિ કે મદદ કરીએ તેથી આપણને હાનિ કે મદદ થયા વિના રહેતી નથી. જેને ચાહી ન શકાય એવા માણસો જગતમાં છે કે નહીં એ સવાલ નથી; સવાલ તો એ છે કે માણસો ચાહવા જેવા ન હોય ત્યારે પણ તેમને ચાહવા એ દૈવી સંપત્ છે કે નહીં. જ્યાં જ્યાં પ્રેમ એ જીવનધર્મ બને છે ત્યાં બધે

જીવન એ અવિરત સ્વાર્પણરૂપ બની જાય છે ને બદલાની કશી આશા રાખતું નથી. સ્વાર્પણ સિવાય પ્રેમની હસ્તી જ સંભવતી નથી. બહારથી જોનારને એ સ્વાર્પણમાં સુખ દેખાય ને કદાચ દુઃખ પણ દેખાય. ‘ માંહીં પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને. ’ જે પ્રેમ આધ્યાત્મિક કોટિનો છે તેને માટે કશો બદલો હોઈ શકે જ નહીં. પ્રેમની સામે પ્રેમ જ કરી શકાય; અથવા, વધારે ચોકસ ભાષામાં કહીએ તો, પ્રેમીના પ્રેમમાં ભાગ લઈ શકાય. પ્રેમ સર્વાંશે નિઃસ્વાર્થ હોય છે; નિઃસ્વાર્થ બન્યા વિના તેનાથી રહેવાતું જ નથી. ગટેએ કહ્યું છે: “ મને તારા પર પ્રેમ હોય તો એ તારે જોવાની વાત નથી. ” આમાં સંપૂર્ણ નિઃસ્વાર્થપણાના ગુણ પર ભાર મૂકેલો છે. એ ગુણ સાચા પ્રેમનો એક અંશ છે; તે પ્રેમ ધરાવનારને ઊંચકીને અલૌકિક કોટિએ પહોંચાડે છે. જે માણસ આટલો ઉત્કટ પ્રેમ ધરાવે છે તે પુનિત થઈ જાય છે.

## ૫. પડોશીપ્રેમ

સર્વ ધર્મો પડોશીપ્રેમ શીખવે છે. એનો અર્થ છે પડોશી અને તેના વ્યક્તિત્વ વિષે સમભાવ અને આદર. પડોશી પ્રત્યે પ્રેમ રાખવો એનો અર્થ એ નથી કે એને આપણા જેવા જ મત ધરાવવાની ફરજ પાડવી. એનો અર્થ તો એ છે કે આપણે આપણી પોતાની દૃષ્ટિ, આપણો માપવાનો ગજ, છોડી એની આંખે જોવું, એના હૃદયથી લાગણી અનુભવવી, ને એના મન વડે સમજવું. એનો અર્થ એવો નથી કે પડોશી તેની મરજી પ્રમાણે વર્તે ત્યારે આપણે મોં મચકોડવું. પડોશીપ્રેમનો અર્થ એ છે કે બીજાઓના મત સમજવા ને ગ્રહણ કરવા જેટલી મનની વિશાળતા કેળવવી. રશિયન લેખક ટરજીનેવે કહ્યું છે: “ મને લાગે છે કે માણસ

પોતાને બીજે નંબરે મૂકે એમાં જીવનનું સારસર્વસ્વ છે." આ વચનમાં એણે પ્રેમનું વિવરણ કર્યું છે. બાઇબલમાં એક જગાએ કહ્યું છે: "માંસાહારથી મારા ભાઈની લાગણી દુખાતી હોય, તો જગત ચાલે છે ત્યાં લગી હું માંસ નહીં ખાઉં, જેથી મારા ભાઈની લાગણી નહીં દુખાય." આપણે જો આહારની બાબતમાં પણ આટલી બધી કાળજી રાખવાની હોય, તો સમાજિક જીવન અને ધર્મની બાબતમાં તો કેટલો વધારે આદર રાખવો જોઈએ! દરેક વ્યક્તિને પોતાની ઇચ્છામાં આવે તેમ જીવવાનો પવિત્ર હક છે. આપણા આધુનિક જીવનમાં આપણે સહુ એક જ જાતનાં ને એક જ ઢબે વેતરેલાં કપડાં પહેરીએ છીએ; આપણે એક જ સામાજિક કાયદાને માન આપીએ છીએ, ને આપણા વિચારો એક જ પ્રકારની પ્રણાલિકાઓ વડે ઘડાય છે. આપણે સહુ એનાં એ છાપાં વાંચીએ છીએ, એનાં એ સિનેમાનાં ચિત્રો જોઈએ છીએ, ને એક જ પ્રકારની રમતો રમીએ છીએ. આપણે એટલી હાંસીજનક ગુલામીથી એકબીજાની નકલ કરીએ છીએ કે આપણાં સ્વતંત્ર વ્યક્તિત્વ તરફ લક્ષ અપાતું જ નથી. આપણે શિષ્ટાચારરૂપી દેવના પૂજારી બન્યા છીએ.

આજે પણ જગતમાં એવાં સ્ત્રીપુરુષો જોવામાં આવે છે જે માને છે કે સત્ય એમનાં એકલાંનાં જ કબજામાં છે; અને જે માણસ તેમના અભિપ્રાયોમાં સંમત ન થાય તે દયાપાત્ર છે, જાણે તે કોઈ અભાગી ને હલકો જીવ ન હોય. આ વસ્તુ ખેદજનક છે. આ લોકો તિરસ્કૃત પડોશીને વિષે આટલી હદ બહારની ચિંતા કરે છે તેમાં તેમની ગર્વિષ્ઠ નમ્રતા ને આધ્યાત્મિક ઉદ્ધતાઈ જ પ્રગટ થાય છે. સાચો પ્રેમ તો એમ ઈચ્છે છે કે આપણે આપણાં ભાઈબહેનોનાં સ્વતંત્ર વ્યક્તિત્વની હસ્તીનો સ્વીકાર કરવો, તેમના

સ્વભાવ ઓળખવા, ને તેમને અંતરની શુદ્ધિ ને આત્માની શાંતિ પ્રાપ્ત કરવામાં મદદ કરવી.

આપણો આત્મા જો જાગૃત હોય તો પ્રેમ અને સેવા માટેની આપણી શક્તિ નિરંતર વધતી રહેશે. આપણે બીજાઓ પ્રત્યે ઉદાર ને પોતા પ્રત્યે કઠોર બનીશું. આત્મપરાયણ સ્વભાવનું લક્ષણ જ એ છે કે પોતા પ્રત્યે કઠોર ને અસહિષ્ણુ અને બીજાઓ પ્રત્યે હેતાળ ને ક્ષમાશીલ બનવું. દુઃખે પીડાતા જીવોને ઉગારવાની ને તેમનું પરિવર્તન કરાવવાની શક્તિ માત્ર આત્મનિષ્ઠ માણસોમાં જ હોય છે. આપણે જ્યારે પાછી નજર કરી આપણા જીવનને નિહાળીએ, જે ક્ષણોએ બીજાઓનાં હૃદય સમજી તેમની સાથે મિત્રતા બાંધવાની તક આપણી સામે પુષ્કળ પડેલી હતી તે ક્ષણો યાદ કરીએ, તો આપણને દુઃખ થયા વિના ન રહે કે જ્યારે આપણને એ તક મળી ત્યારે આપણે તેનો વધારે ઉપયોગ ન કર્યો, આપણે એટલા બધા આંધળા ને હૈયાસૂના બન્યા, ને સહેજ વધારે કુમાશ, સહેજ વધારે મૃદુતા ને કરુણા આપણે ન દાખવી. જે પ્રસંગોએ આપણે હઠીલા ને હૈયાસૂના બન્યા; આપણા પોતાના હકને રખે હાનિ પહોંચે એવી અદેખાઈએ, આપણી પોતાની પ્રતિષ્ઠાના કોઈક ખોટા અભિમાને, રૂઢિગત શિષ્ટાચારની કોઈક બીક અને ભીરુતાએ, આપણાં પોતાનાં કર્તવ્યની કંઈક હીન કલ્પનાએ આપણા હૃદયમાં ઊઠેલા પ્રેમના ઉમળકાને થીજવી નાખ્યો; આપણે મોઢા પર આવેલું સ્મિત દબાવી દીધું, હાથ ખેંચી લીધો, ને ચૂપચાપ મોઢું ફેરવી લીધું — આ પ્રસંગોનાં સ્મરણો ક્યારેક જાગે છે ત્યારે આપણને અતિશય દુઃખ થાય છે. જીવન એ ગુમાવેલી તકોની એક પરંપરા છે ઈશ્વર આપણને તકો આપે છે, પણ એનો લાભ લેવો કે નહીં એ આપણા હાથની વાત છે.

## ૬. 'કાજી ન બનો'

'અપરાધી' ને 'ગુનેગાર' લોકો આપણી નજરે ચડે છે ત્યારે, પોતાના આદર્શો ને સિદ્ધાંતો ઠરાવીને બેઠેલું આપણું જગત સજ્જનની વાહવાહ કરે છે ને અપરાધીને સજા કરે છે. સમાનતા ને શાણપણના આ સમર્થકો પાસે પાપને પકડવાની એક છઠ્ઠી ઇન્દ્રિય હોય એવું લાગે છે. તેમની પાસે પાપ અને પુણ્યની મર્યાદાઓ ચોકસ ઠરાવી રાખેલી હોય છે. પ્રાચીન ઋષિઓ ને સ્મૃતિકારોએ પાપપુણ્યમાં કયું મોટું ને કયું નાનું એ નક્કી કરી રાખેલું છે ને તેના ક્રમાંકો પણ ઠરાવી આપ્યા છે. આપણા શિક્ષકોએ આપણને જૂના નિયમો શીખવ્યા છે ને આપણને તે પાળવાની ટેવ પાડી છે. ચિરકાળથી ચાલતા આવેલા આચાર-ધર્મને અને કાયદાને માણસે આંખ મીંચીને પાળવો રહ્યો. ન પાળે તો સ્વતંત્રતા, મિલકત, એટલું જ નહીં પણ જિંદગી સુદ્ધાંનો ભોગ આપીને દંડ ભરવો રહ્યો. આપણે થંભીને વિચાર કરીએ તો સમજાશે કે નીતિનિયમો એ એક રૂઢિ છે; અને દરેક વસ્તુ — દિક્, કાળ અને કાર્યકારણ સુદ્ધાં — કલ્પના વડે માની લીધેલી એક ચીજ છે. જગત કંઈ જ **જાણતું** નથી; પણ માની લે છે, અમુક વસ્તુ હસ્તીમાં હશે જ એમ કલ્પીને ચાલે છે. પ્રણાલિકા અને રૂઢિએ ભૂતકાળમાં અનેક પ્રથાઓ પર સંમતિની મહોર મારી છે. આપણે વિધવાઓને ચિતા પર ચડાવતા; નરમેધમાં મનુષ્યનાં બલિદાન આપતા; શિરચ્છેદ, ફાંસી ને શરીરયાતના જોઈ રાજી થતા; પરાણે હારાકીરી કરાવતા; અને એ બધાં સમાજમાન્ય વ્યવસ્થાનાં અંગો છે એમ માનતા. આપણું કોઈ પણ આચરણ સમાજના મતને અનુકૂળ હોય ત્યારે આપણને લાગે છે કે આપણે અંગત જવાબદારીમાંથી છૂટ્યા. આજે રાજ્યો યુદ્ધને

નામે પોતાના લાખો નાગરિકોને મૃત્યુના મોંમાં પ્રવેશવા મોકલે છે, ને તેમ કરતાં તેમને અંતરાત્મા જરાયે ડંખતો નથી. જીવન એક અવિરત કર્મકાંડરૂપ બની ગયું છે.

પણ સત્તા ને પ્રામાણ્યનો સ્વીકાર કરવાથી મનુષ્યનું સ્વતંત્ર વ્યક્તિત્વ હણાય છે. આપણે બીજા કોઈના નિર્ણયને છેવટનો ગણીએ ત્યારે આપણા આત્માની સ્વતંત્રતા ગુમાવીએ છીએ. આપણે ઘણાખરા રૂઢિએ પાડી આપેલે ચીલે જ ચાલીએ છીએ; ને માત્ર શરીરનું ચલનવલન કરીને સંતોષ માનીએ છીએ; પણ એવું જીવન મનુષ્યને છાજતું નથી. માનવી સંબંધોમાં સર્વ પ્રગતિ ચીલા તોડનારાઓને હાથે જ થઈ છે. તેઓ પોતાની કલ્પનાને હણવા ને હૃદયના જન્મસિદ્ધ પ્રેમને અતૃપ્ત રાખવા રાજી નથી હોતા. જેમના આત્મા ઘોર નિદ્રામાં પડેલા છે તે લોકો જ શિષ્ટાચારને પૂજી શકે છે, ને તેને જીવતાં હૃદય અને મન કરતાં શ્રેષ્ઠ ગણે છે. સંતો શિષ્ટાચારનો ભંગ કરનારા હોય છે; જોકે એથી ઊલટું ‘શિષ્ટાચારનો ભંગ કરનારા સહુ સંત હોય છે’ એમ નથી કહી શકાતું. જેમનો આચાર સીધોસટ હોય છે ને ચાલતે આવેલે ચીલે ચાલ્યાં કરે છે તેમને જ જીવનમાં કશી સમસ્યાઓ ઊઠતી નથી. સીધો, એકધારો આચાર સામાજિક સુરક્ષિતતાને માટે આવશ્યક છે ખરો, પણ એથી આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં મદદ નથી થતી.

આપણે આ વસ્તુ સમજીએ તો રૂઢિને ચીલે ન ચાલનારાઓને વગોવતાં વધારે સાવચેત રહીશું. એમનાથી એ અપરાધ સંજોગવશાત્ થયો હોય; અથવા તે પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ પ્રગટ કરવાની ઇચ્છાનું પરિણામ હોય. પોતાના આત્માના ભાંગીને ચૂરા થવાથી નિશાળે ભણતાં જ મૃત્યુ પામનાર જુવાન, અને પોતાના

કૃત્રિમ સ્નેહ વડે કોઈ જુવાનના કુમળા હૃદયને ચિનગારી લગાડનાર ભભકદાર આગિયા જેવી યુવતીઓ — એમનામાં દૈવી અંશ નથી એમ આપણે શા પરથી જાણી શકીએ ? આ જગતમાં એવી કોઈ ચીજ નથી જે સર્વાંશે દૈવી કે નરાતાળ આસુરી હોય.* આપણા સહુમાં, નાનામાં તેમજ મોટામાં, અલ્પ જીવોમાં તેમજ મહાપુરુષોમાં, સૌંદર્યની ભાવના, સત્યની જિજ્ઞાસા, પ્રેમ વિસ્તારવાની અનંત ઝંખના હોય છે; તે આપણને દેવાંશી બનાવે છે. ભૂલો અને નિર્બળતાઓમાં પણ એક પ્રકારની અનોખી હૃદયસ્પર્શી સુંદરતા હોય છે. માણસો અસાધારણ સંજોગોમાં આવી પડે છે. જે જગતમાં રૂઢિનું સામ્રાજ્ય ચાલે છે, ને જ્યાં સાદાઈ અને સ્વાભાવિકતા કાયદાને નામે ઓળખાતાં જૂઠાણાંના ઢગલા નીચે કચડાઈ જાય છે, ત્યાં આવા માણસો, જૂઠાણાંના વમળમાં સપડાઈ, વિવશ બની, ગુના કરે છે. આપણે એટલું જોઈ શકતા નથી કે વ્યવસ્થા તો સમાજની બગડેલી છે; અને આપણે જો ગુના અને ગુનેગારની જડ કાઢી નાખવી હોય તો પરિવર્તન સમાજનું કરવું જોઈએ. વળી મનુષ્યજીવનમાં યદૃચ્છા મોટો ભાગ ભજવે છે, અને અભાગિયાઓ ઉપર જ જુલમ થવા પામે છે. તેઓ દુઃખ ભોગવે છે ને વેદનાથી ચીસ પાડે છે; અને એમને સજા કરીને આપણે એમને અગાઉના કરતાં પણ ઊંડા ઘા કરીએ છીએ.

"વેર મારે લેવાનું છે; હું વેર વાળ્યા વિના નહીં રહું;" એમ કહેવાનો અધિકાર એકલા ઈશ્વરને છે. મનુષ્યોએ સમજવું જોઈએ કે તેઓ પોતે પાપી છે, અને તેમની પાસે તો એક જ ધર્મ્ય ઉપાય છે: પ્રેમ અને કરુણાનો. જગતમાં કોઈ દુરાત્મા

---

* दृष्टं किमपि लोकेऽस्मिन्न निर्दोषं न निर्गुणम् ।

માનવીઓ નથી, માત્ર અભાગી જીવો જ છે; અને આપણો ધર્મ તો એ જ છે કે એકબીજાને સમજવા ને એકબીજાને વિષે પ્રેમભાવ રાખવો.

## ૭. સર્જનાત્મક કલા અને સહૃદયતા

કલાનું કામ મનુષ્યના હૃદયમાં આ કરુણાની ભાવનાનો સંચાર કરી તેને ભીંજવવાનું છે. દેવ કે દાનવની મૂર્તિઓ નહીં પણ માનવીની પ્રતિમાઓ ઘડવી એ તેનું પરમ કર્તવ્ય છે. કલાકાર જો માનવી આત્માની ગૂઢ સ્ફુરણાઓનું સૂક્ષ્મ અવલોકન કરે, અને તેનાં સ્વપ્નો ને આકાંક્ષાઓનો ઇતિહાસ આલેખે તો જ એ કર્તવ્ય તેનાથી પાર પડી શકે. આત્મૌપમ્યની ઊંડી ભાવના વિના સાચી સહૃદયતા શક્ય જ નથી. એવું આત્મૌપમ્ય મહાન કલાકારમાં હોય છે. ઇતર વ્યક્તિના ઇતિહાસમાંથી જાતે પસાર થવાનો, ને કલ્પનામાં તેનો અનુભવ કરવાનો, પ્રયત્ન તે કરે છે. તે જ્યારે જીવનનું હાર્દ પકડી શકે છે ત્યારે પેલા આત્માનાં મંથનો અને વેદનાઓનો ચિતાર આપી શકે છે. તે જીવ પ્રલોભનને કાંઠે ઊભો ઊભો કેવો થથરે છે, અને ભયથી સિયાંવિયાં થઈ જઈ હા કે ના કહી શકતો નથી, તેનાં શબ્દચિત્રો આ કલાકાર રચી શકે છે. તે પોતાનાં પાત્રોને તેમના નૈસર્ગિક તાલમાં ઊગવા, ખીલવા ને કરમાવા દે છે. તે માનવ-જીવનની વિશાળતા ને વિવિધતાનું દર્શન કરાવે છે. એવા કલાકારના હાથમાં પ્રત્યેક વ્યક્તિ વિશ્વની એક નાની સરખી આવૃત્તિ બની જાય છે, ને જે સ્થિતિ વિશ્વમાં પ્રવર્તે છે તેનું જ પ્રતિબિંબ નાના પાયા પર એ વ્યકિતમાં પડે છે; અને છતાં તેનું વિશિષ્ટ વ્યકિતત્વ તો કાયમ જ રહે છે. તે પોતાના જ નાક વાટે શ્વાસ લે છે, પોતાના જ હોઠ વડે હસે છે, પોતાનાં જ આંસુ વડે રડે છે. મનુજહૃદયરૂપી કુરુક્ષેત્ર પર જે શકિતઓ ઘમસાણ મચાવી રહી છે તે શકિતઓને

આપણે જોઈ શકીએ છીએ. આત્માઓ જાણે ઘાણીમાં પિલાતા હોય એમ દેખાય છે; અને આપણને તેમના પ્રત્યે સમભાવ ઊપજ્યા વિના રહેતો નથી. મહાકવિ ભવભૂતિ કહે છે કે કવિ હાસ્ય, દયા, કરુણા, ક્રોધ, પ્રેમ ઇત્યાદિ ભિન્ન ભિન્ન વૃત્તિઓની વાત કરે છે ખરો, પણ એ બધાં એક જ કરુણ રસનાં — કારુણ્યનાં, સહનશીલ પ્રેમનાં — વિવિધ રૂપો છે.*

શીલવાન જીવોને ઘસાઈ ઘસાઈને ક્ષીણ થઈ જતા ને પુણ્યશાળી આત્માઓને ઘોર વ્યથા ભોગવતા જોઈને હૃદયમાં દુ:ખનું જે ઊંડું સંવેદન થાય છે તેમાંથી જ સર્વ કરુણાંત કલાકૃતિઓ ઉદ્ભવે છે. દુ:ખનું આવું સંવેદન આપણને વસ્તુઓના હાર્દની સમીપ અને જગતની તુચ્છ ચીજોથી દૂર લઈ જાય છે. મનુષ્ય કેટલો મહાન છે, ને તે કેટકેટલું દુ:ખ પોતાના હૃદયમાં સંઘરી રાખીને વેઠી શકે છે, તેનું આપણને એ કલાકૃતિઓ દ્વારા દર્શન થાય છે. બાળકો ને છીછરા માણસો જેટલા રસથી પ્રહસનો વાંચે છે તેટલો જ રસ ગંભીર વૃત્તિવાળા માણસો દયા ને ભય ઉપજાવનારાં નાટકો વાંચીને મેળવે છે. શેક્સપિયરનો હૅમલેટ આપણને જેટલો આકર્ષી શકે છે તેટલો તેનો વિદૂષક ફૉલસ્ટાફ આકર્ષી શકતો નથી; જોકે બોલકા તો બંને સરખા છે. ગૃહસંસારને લગતાં કરુણાન્ત નાટકોમાં શેક્સપિયર જીવનની સામે અરીસો ધરે છે; અને તેમ કરીને એ નાટકોનાં દુ:ખી પાત્રોને વિષે આપણાં હૃદયમાં સમભાવ ઉપજાવે છે. હૅમલેટની બેચેની ને મનોવ્યથા

---

* एको रसः करुण एव निमित्तभेदाद्
भिन्नः पृथक् पृथगिवाश्रयते विवर्तान्।
आवर्तबुद्बुदतरंगमयान् विकारा-
नम्भो यथा सलिलमेव हि तत्समस्तम्॥

અનપેક્ષિત નથી. ક્લૉડિયસ અને ગરટ્રૂડ જારકર્મ કરે છે, હૅમલેટ-ના પિતાનું ખૂન કરે છે, સિંહાસન પર ચડી બેસે છે, ને હૅમલેટનો વારસો છીનવી લે છે. માતાનો અપરાધ હૅમલેટના મનને કોરી ખાય છે. તે ઑફેલિયા તરફ વળે છે, તેને વિધિનિર્મિત વ્યભિચારિણી કહીને હડધૂત કરે છે; જોકે વસ્તુતઃ એમ કરવાને કારણ કશું જ નથી. તે માતાને સાધ્વીઓના મઠમાં જઈને રહેવાનું કહે છે, તેને પાગલ બનાવી મૂકે છે, ને તેનું મૃત્યુ નિપજાવે છે. પછી હૅમલેટની ઈચ્છાશક્તિ ખતમ થઈ જાય છે. તે તર્કશુદ્ધ દલીલ કરી શકતો નથી, ને તેના મગજમાં વિચારોનું વાવાઝોડું મચી રહે છે. તે જીવન તરફ જુએ છે, મૃત્યુ સામે નજર નાખે છે, અને વમળમાં પડે છે કે આ બેમાંથી વધારે બૂરું કયું? “જીવવું કે ન જીવવું?” બીજા એક નાટકનો નાયક મૅકબેથ લોહીની નદી વહેવડાવે છે, અને અંતે જીવન પર એવી ટીકા કરે છે કે એ એક નકામી કહાણી છે, ને તેમાં ગાજવીજ ને તોફાન ઘણાં છે પણ અર્થ કશો નથી. ત્રીજા એક નાટકનો નાયક ઑથેલો પત્નીનો જીવ લે છે, પોતે આપઘાત કરે છે, ને સર્વત્ર દુઃખ ફેલાવે છે—ને એ બધું એટલા જ પરથી કે એક અદેખો દુષ્ટ કુટિલતાથી એનો વિશ્વાસ સંપાદન કરે છે ને એના કાન ભંભેરે છે. માણસો મનમાં ઊઠતી અમુક વૃત્તિઓથી ઝલાઈ જાય છે; એ વૃત્તિઓ તેમની ગતિને રૂંધે છે, પ્રતિકાર અને વિચાર કરવાની તેમની શક્તિને જડ બનાવી દે છે; અને પછી માણસો પોતાના આત્મા પર છવાયેલા ઘોર અંધકારની સામે લડવા ઈચ્છે છે; — એ સ્થિતિનો વિચાર કરો. આકાશમાં ફરતા તારા પણ જાણે એ માણસોની સામે યુદ્ધે ચડેલા દેખાય છે. કોઈ ગૂઢ સમર્થ શકિત તેમને વિનાશને પંથે હાંકી રહી હોય એવું ભાસે છે. એ દશ્યો આપણને ભયંકર લાગે છે; ને છતાં આપણે તેમને ભવ્ય ગણીએ

છીએ. મેકબેથ, હેમલેટ અને ઑથેલો આપણાં મન પર છાપ પાડે છે તે તેઓ આપણાથી ભિન્ન કોટિના છે એટલા માટે નહીં, પણ આપણી સમાન કોટિના છે એટલા માટે. એમનું આચરણ ને એમના સંજોગો બેની વચ્ચે પૂરેપૂરો મેળ છે. ગાલ્સવર્ધીની નવલકથા 'ફોરસાઈટ સાગા' લો. નાયક નાયિકાના જે ઘર્ષણ પર એ આખી વાર્તા રચાયેલી છે તે ઘર્ષણમાં મનુષ્યોની નસીબ સામેની લડત અતિ તીવ્ર રૂપમાં દેખાઈ આવે છે. દંપતીમાંથી એકમાં જાતીય આકર્ષણનો સંપૂર્ણ અભાવ હોય ત્યાં બીજા સાથીમાં અણગમાનો ઊભરો કુદરત જ પેદા કરે છે; ને એ ઊભરાને રોકવો અશક્ય હોય છે. એ પાત્રો જાણે વિધિનિર્મિત શોક અને હર્ષની ઘટમાળમાં સપડાયેલાં હોય એવાં લાગે છે. જેમનામાં કલ્પના અને સાચી સહૃદયતાનો અભાવ છે તેઓ જ તીરે ઊભા ઊભા, તમાશગીર બનીને, એમને વગોવે છે. જીવનમાં કેટલી એકરૂપતા છે તે જોઈને આપણે છક થઈ જઈએ છીએ. જીવનના આવિષ્કારો — તેનાં પ્રગટ રૂપો — અગણિત છતાં તે બધાંમાં ઓતપ્રોત તેનું મૂળ રૂપ તો એક જ છે. એ બધા પર ગાઢ અંધકાર છવાયેલો છે. માટે આપણે કોઈના કાજી ન બનીએ. જગતમાં એવો કોઈ દોષ નથી જે કદાચ આપણે પોતાને હાથે પણ થવા ન પામ્યા હોત. બૂરામાં બૂરા ગુનેગારો જે અપરાધ કરે છે તે આપણા સહુમાં રહેલી નબળાઈઓનાં જ, અતિ તીવ્ર એવાં, પ્રગટ રૂપ છે. આપણે એટલું યાદ રાખવું ઘટે છે કે આપણને બીજા મનુષ્ય જીવોનાં જીવન અને પરિસ્થિતિ વિષે કશું ચોકસ જ્ઞાન હોતું નથી. બીજા માણસના હૃદયનાં ઊંડામાં ઊંડાં રહસ્યો આપણી આગળ ખૂલે નહીં ત્યાં લગી આપણે તેને પૂરેપૂરો જાણી શકતા નથી; અને સંભવ છે કે એ રહસ્યો જીવનભર ગુપ્ત જ રહી જાય. જેમ આપણે શરીરને ઉઘાડાં કરી શકીએ છીએ તેમ

જો આત્માને ઉઘાડા કરીને જોઈ શકતા હોઈએ, તો આપણે ઓછા કઠોર બનીએ. સૉક્રેટિસે કહ્યું છે કે દુષ્કર્મમાત્ર મનુષ્યથી અનિચ્છાએ થઈ જાય છે. એ કથન એક અર્થમાં સાચું છે. આપણને દરેકને સત્કર્મ કરવાની ઇચ્છા તો હોય છે; અને છતાં જો આપણે દુષ્કર્મ કરતા હોઈએ, તો તેનું કારણ એ છે કે આપણે એમાંથી લાભ મેળવવાની અપેક્ષા રાખીએ છીએ. દુષ્કર્મનું કારણ ખોટી ગણતરી હોય છે.

પશ્ચિમમાં આજે અચેતનવાદ ( Behaviourism )* રૂઢ થતો જાય છે. એ વાદ માને છે કે બહાર ઊભેલો નિરીક્ષક મનુષ્યના અંતરના વ્યાપારો પૂરેપૂરા જોઈ ને સમજી શકે છે. આ વિચારમાં વ્યક્તિગત અનુભવ પ્રત્યે દુર્લક્ષ કરેલું છે; એ અનુભવ તો વસ્તુતઃ આત્માનું ક્ષેત્ર છે. આપણા પોતાના જ અંતરને આપણે કેટલું ઓછું જાણીએ છીએ ! આપણે ગમે તેટલા સાચાબોલા હોઈએ તોપણ આપણા મનની ખરેખરી સ્થિતિ બીજાઓને સમજાવી શકીએ છીએ ખરા ? આપણા પોતાના સ્વભાવની નબળાઈઓને કુદરતે દયાભાવે આપણાથી ગુપ્ત રાખી છે; અને છતાં આપણે ખોટા ગર્વ ને ઘમંડરૂપી બખ્તર ચડાવીને બીજાઓનો ન્યાય તોળવા બેસી જઈએ છીએ.

---

* આ વાદનો પ્રણેતા અધ્યાપક વૉટસન છે. એ વાદ માને છે કે મનુષ્યને આત્મા કે ચેતના બેમાંથી એકે વસ્તુ નથી; બંને જોડી કાઢેલી કલ્પનાઓ છે. મનુષ્યની ઇચ્છાશક્તિ જેવી પણ કંઈ વસ્તુ ખરેખર નથી. મનુષ્ય એ ઇન્દ્રિયોવાળું યંત્ર છે. જેમ દરેક યંત્ર અમુક રીતે ફરે છે, તેમ મનુષ્ય ઉપર બહારથી અમુક ક્રિયા થાય એટલે તે સામી અમુક જ પ્રતિક્રિયા કરે છે. મનુષ્યને નથી મન ને નથી વિચાર; માત્ર વર્તન ( Behaviour ) છે. તે ઉપરથી અંગ્રેજીમાં એને માટે શબ્દ રાખ્યો છે Behaviourism. એ મનુષ્યમાં ચેતનની હસ્તીનો જ ઇનકાર કરે છે, એ પરથી ગુજરાતીમાં 'અચેતનવાદ' શબ્દ યોજ્યો છે. — **અનુવાદક**

વળી માણસોની નિર્બળતાઓ માટે પણ આપણે કંઈક આભાર માનવાપણું નથી ? આપણી આસપાસ સંપૂર્ણતા જ ભરેલી હોય, ને આપણને જ્યાં જઈએ ત્યાં સંતો ને શૂરવીરોનો જ ભેટો થતો હોય, તો આપણે હતાશ થઈને બેસી જ જઈએ. જગતના મહાપુરુષોમાં પણ આપણા જેવી નિર્બળતાઓ હતી, એમને પ્રલોભનો થતાં, શંકાઓ ઊપજતી, ને તિમિરો તેમને ઘેરી વળતાં, એમ જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે આપણને પુરુષાર્થ કરવાનું શૂર ચડે છે. એમની ભૂલો ને એમનાં દુઃખો આપણને દિલાસો આપે છે. તેઓ જ્યાં નિષ્ફળ નીવડ્યા ત્યાં નિષ્ફળ નીવડવામાં આપણને નામોશી નથી. માણસ સુખ અને દુઃખનો અનુભવ કરતાં કરતાં પોતાનો વિકાસ સાધી, અપૂર્ણતામાંથી પૂર્ણતા તરફ આગળ વધે છે. આપણામાંના બૂરામાં બૂરા માણસ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પુરુષોના જેવા જ માટીના માનવી છે. મહાપુરુષો અને પ્રાકૃત જીવોની વચ્ચે સાચું સગપણ હોય છે; અને એને લીધે જ માનવજીવનનાં ગૌરવ અને મૂલ્યમાં વધારો થાય છે.

કષ્ટસહન એ સજા નથી, પણ બંધુભાવે આપેલી મૂલ્યવાન ભેટ છે. સર્વ પ્રકારના સર્જનાત્મક પ્રયત્નનું તે સદાનું સોબતી છે. કષ્ટ સહેવાની અશક્તિ એ મનની નિર્બળતા છે. આપણે દુઃખ માગી લેવાની જરૂર નથી; કુંતામાતાની પેઠે **आपदः सन्तु नः शश्वत्** એવી પ્રાર્થના કરવાની જરૂર નથી; પણ દુઃખ આવી પડે ત્યારે તેને ઝીલી લેવાની શક્તિ એ આત્મબળનો પુરાવો છે. ધર્મોએ ઉપવાસ વ્રત આદિ તપસ્યાઓ અમસ્તી નથી બતાવી. ધર્મ આપણને શાશ્વત વસ્તુઓને ખાતર ઇહલોકની સારી વસ્તુઓનો ત્યાગ કરવાનું કહે છે; કેમકે તે માને છે કે સ્વેચ્છાએ અને ઇરાદાપૂર્વક કરેલાં આપભોગ ને બલિદાન વડે અન્યાયનું નિવારણ

કરાવી શકાય છે ને સત્યની સ્થાપના થઈ શકે છે. તે માની લે છે કે દુઃખ, તપ, કષ્ટ, જે કહો તે, અનિવાર્ય વસ્તુ છે; તેને ટાળવાનો ઉપાય જ નથી; અને ધીર પુરુષે પેલી છેવટની નામર્દાઈ — મરણભય — ને પણ ફગાવી દેવી જોઈએ.

દુઃખ હમેશાં આપત્તિરૂપ નથી હોતું. તે ઘણીવાર આપણને આત્માનો વિકાસ સાધવામાં મદદ કરે છે. દુઃખનાં ઊંડાણમાં આપણને પ્રકાશ લાધે છે. નિર્બળતા ને સંશયની ક્ષણો અનુભવતાં આપણે તે વાટે સુધરતા જઈએ છીએ. આપણે જીવનની અંધારી ને વિષમ ક્ષણોમાંથી પસાર ન થતા હોઈએ તો સાવ સંભવિત છે કે આપણે કઠોર બની જઈએ અને ગર્વ ને ઘમંડના ભોગ થઈ પડીએ. આપણને જ્યારે નસીબના ફટકા પડે છે ત્યારે આપણે મૂગે મોઢે ને નમ્રતાપૂર્વક પરમાત્મા આગળ માથાં નમાવતાં શીખીએ છીએ. વિપત્તિમાં જ હરિનું સ્મરણ થાય છે. આ કલ્પના એકલા હિંદુઓમાં જ છે એવું નથી. બાઈબલમાં પણ એક જગાએ કહ્યું છે: "તારે માથે જે કંઈ વીતે તે તું સહન કરી લેજે; અને તારે માથે જ્યારે ઘોર વિપત્તિ પડે ત્યારે તું સહનશીલ બનજે. કેમકે સુવર્ણની પરીક્ષા અગ્નિમાં થાય છે, અને સત્પુરુષોની તાવણી દુઃખરૂપી ભઠ્ઠીમાં થાય છે." જેમણે દુઃખો ભોગવ્યાં હોય એવાં પાત્રો આપણને જ્યારે જોવા મળે છે, દેહદંડ કરતાંયે ભીષણ એવી મનોવ્યથાઓ જેમણે ભોગવી હોય એવા માણસો મળે છે, ત્યારે તેમને વિષે આપણાં મનમાં જે કરુણા ઊપજે છે તેની સાથે પૂજ્યભાવનો પણ કંઈક અંશ હોય છે — એટલા માટે કે તેઓ કોઈક રીતે સત્યના હાર્દની સમીપ પહોંચેલા હોય છે. જેમણે મુસીબતો ને નિરાશાઓની જોડે ટક્કર ઝીલી હશે તે માણસો જ આપણને વધારેમાં વધારે સહાયતા કરી શકશે ને આપણા આદરને પાત્ર બની શકશે. જેમનાં હૃદયે દુઃખનો એકે આઘાત નથી

અનુભવ્યો, જેમનાં જીવને એકે જબરદસ્ત ફટકો નથી ખાધો તેવા માણસો આપણને ઉપયોગી કે આદરપાત્ર નહીં બને. આ બધાનો અર્થ એવો નથી કે માણસે દુઃખ ભોગવવાને ખાતર ભોગવવું. દુઃખમાત્ર દૂર કરવાનો, ટાળી શકાય એવું કષ્ટ ટાળવાનો, માણસનો ધર્મ છે. જરૂર પડે તો તેણે જાતે દુઃખ વેઠીને પણ જગતનાં દુષ્કર્મોનું, તેનાં અસત્યો ને દુઃખોનું, નિવારણ કરવા મથવું જોઈએ.

## ૮. બળવાખોર આત્મા

જે સમાજમાં ન્યાયાધીશો અને પાપીઓ પરિવર્તન પામીને ઉચ્ચતર શ્રેણીના મનુષ્યો બન્યા હોય, એકબીજાને ક્ષમા કરનાર ભાઈઓ બન્યા હોય, અને એ રીતે અસત્ય, અનાચાર ને અપરાધમાંથી મુક્ત થયા હોય — એવો સમાજ જો આપણે સ્થાપવા ઇચ્છતા હોઈએ તો આપણે પ્રેમભાવે વર્તવું જોઈએ. આજે આસ્થાવાનોનો ધર્મ એ છે કે તેમણે જૂની ને ઘસાઈ ગયેલી રૂઢિઓની સામે મોરચો માંડવો, ને એમ કરતાં જે દુઃખ આવી પડે તે પ્રસન્નતાથી ઝીલવું. જેમનામાં આત્માની શુષ્ક પામરતા નથી તેઓ જ બીજાઓના અપરાધનો બોજો પોતે ઉપાડવા તૈયાર થાય છે. રાષ્ટ્રની શરમ પોતાને માથે ઉઠાવે તે સાચો નેતા. ઉદારચરિત પુરુષો કષ્ટસહનનો માર્ગ સ્વેચ્છાએ પસંદ કરે છે. શ્રદ્ધાવાન જીવ, શરીરે દુર્બળ હોય છતાં, તેને જીવનની મુશ્કેલીઓ જોડે બાથ ભીડવામાં ને તેને વટાવી જવામાં અનેરો આનંદ આવે છે.

જીવનની ગૂઢતા એ એક સર્જનાત્મક બલિદાન છે. ઈસુના બલિદાનમાં મુખ્ય કલ્પના એ હતી કે જે માણસ આપણે વિષે સાચો પ્રેમ ધરાવે છે તેને આપણે માટે કષ્ટ સહેવાં પડશે, મોતની ભેટ સુદ્ધાં કરવી પડશે. સર્વ જીવતા ધર્મોનું એ કેન્દ્રવર્તી સત્ય છે.

કષ્ટસહન અને મૃત્યુ વાટે પાપ અને દુરાચાર પર વિજય મેળવ્યાનાં દૃષ્ટાંતો આપણને માત્ર ગેથસીમેઇનના બાગમાં*, ગૌતમ બુદ્ધના મહેલમાં, સૉક્રેટિસે જ્યાં ઝેર પીધું તે કેદખાનાની કોટડી-માં જ નથી મળતાં; બીજાં ઘણાં અજ્ઞાત સ્થળોએ પણ મળે છે. જે દુઃખ અને કષ્ટ સહે તે જ સાચો પ્રેમી છે, તે જ સાચો દેવાંશી છે. સંસારના પ્રિયમાં પ્રિય સંબંધોનો જેમણે ત્યાગ કર્યો તે બુદ્ધને, તથા જેમણે કષ્ટ વેઠ્યાં ને પ્રાણાર્પણ કર્યું તે ઈસુને માણસોએ દેવ માન્યા એ સ્વાભાવિક હતું; કેમકે તેમણે પ્રેમરૂપી જીવતા દેવનું શાશ્વત રૂપ કેવું હોય તેનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યું. જેઓ કષ્ટ વેઠે છે તેમને ધન્ય છે, એમ સર્વ ધર્મો પોકારીને કહે છે. કષ્ટસહન — તપસ્યા — એ આધ્યાત્મિક જીવનનો સાર છે, સાક્ષાત્ સત્યનું સ્વરૂપ છે, આપણને સહુને એક કરનારું રુધિર છે. ઈસુનો વધસ્તંભ એમ બતાવે છે કે પાપ અને દુરાચાર, તેમની ભારેમાં ભારે જીતની ઘડીએ, ધીરજવાન પ્રેમ અને કષ્ટસહનની શક્તિને હાથે સખત અને છેવટની હાર ખાય છે. જેઓ ઈસુના દૃષ્ટાંતને અનુસરે છે તેમણે સુખ કરતાં પ્રેમને, મોજશોખ કરતાં તપને પ્રિયતર માનવાં જોઈએ; ઈશ્વર હૃદયમાં પ્રેમની જ્યોત પ્રગટાવે એવી પ્રાર્થના કરવી જોઈએ. પ્રેમ એટલે ઉદારતા ને કરુણા.

ધર્મ કહે છે કે સમાજની પાયાથી માંડીને નવરચના કરવી હોય તો તે માટેની શક્તિ ઈશ્વર સાથેના અનુસંધાનમાંથી મળે છે. આત્મૌપમ્ય અને સેવાભાવ આત્મામાંથી જ પ્રગટે છે. ઈશ્વરની પૂજામાંથી જ માનવસેવાની ભાવના ઉદ્ભવે છે; પણ માનવસેવા એ ઈશ્વરપૂજાની અવેજીમાં ચાલી નથી શકતી.

---

* એમાં ઈસુને વધસ્તંભ પર ચડાવેલા.

એક અર્થમાં આપણે કહી શકીએ કે ઈશ્વર જ જગતને ચલાવે છે; તે વિશ્વનો પ્રાણ છે; અને જે માયામાંથી તેણે પોતે મુક્ત થવાનું છે ને આપણને મુક્ત કરવાના છે તે માયા દ્વારા તે પોતાનું કામ ચલાવે છે. આપણા પ્રત્યેકના હૃદયમાં બેઠેલો એ અંતર્યામી પોતે કષ્ટ અને યાતના સહન કરે છે. એ કષ્ટ અને યાતનાનો અંત ક્યારે આવશે ? અવિદ્યાના બંધનમાં પુરાયેલો આત્મા મુક્તિ પામશે, એકેએક મનુષ્યના જીવાત્માને પોતે પરમાત્માનો અંશ છે એવું જ્ઞાન થશે, ઈશ્વર ભૂતમાત્રના અધિપતિ, રાજા, ને સર્વસમર્થ રૂપે પૂજાતો થશે, અને એકાકી ને મર્યાદિત ગણાતો ઈશ્વર સર્વવ્યાપી ઈશ્વર તરીકે સ્વીકારાશે ત્યારે.

તે દરમ્યાન, આ દુનિયાના માલિક તે દુઃખો ભોગવનારા બળવાખોરો, બળિયા સાથે બાથ ભીડનારા નિઃશસ્ત્રો, વ્યવહારનીતિ કરતાં સત્યને, દેશ કરતાં જગતને, પશુબળ કરતાં પ્રેમને — અવેરને — અહિંસાને અધિક ગણનારા નમ્ર સત્યાગ્રહીઓ છે. દીનદરિદ્રો માટે, અને પેટપૂર અનાજ સારુ પોતાનું પુરુષત્વ કે સ્ત્રીત્વ વેચનાર ગુલામો માટે, યુવાનોનાં મનમાં જે કરુણા ને અનુકંપા હોય છે; જેઓ કશી મહેનત નથી કરતા ને છતાં એમને ત્યાં ધનની છોળ ઊડે છે ને તેને તેઓ મરજી ફાવે તેમ વેડફે છે તેવાઓ પ્રત્યે એ યુવાનોનાં મનમાં જે પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠે છે; એ દૈવી ગુણો છે. જે બળવાખોરો આજના કરતાં અધિક સંસ્કારી કલા, વિશુદ્ધતર જીવન, અને શુદ્ધતર લોહીવાળી પ્રજા પેદા કરવા માટે, દંભનું પોગળ ફોડવા માટે, અસમાનતાઓને ઉથલાવી પાડવા માટે, અસત્યને સ્થાને સત્યની સ્થાપના કરવા માટે, સંગ્રામ ખેડી રહ્યા છે તેમને આપણે ઉત્સાહ આપવો ઘટે છે. સર્વ ધર્મો અનેક વાણીઓમાં છતાં એકે અવાજે કહે છે કે આપણને ઈશ્વરે

આ જગતમાં મોજથી સહેલ કરવા નથી મોકલ્યા; તેમજ જ્યાં હમેશાં સહૃદયતા ને મિત્રતાથી એકબીજાના હાથમાં હાથ મિલાવી ચાલી શકાય એવી સુખદ યાત્રા કરવા પણ નથી મોકલ્યા; પણ ભીષણ રણક્ષેત્ર પર મોકલ્યા છે; ને ત્યાં આપણે અબુદ્ધિ ને સ્વાર્થનાં બળોની સામે યુદ્ધમાં ઊતરવાનું છે. એટલે આપણે કૂચ કરતા સૈનિકો, સાચના સિપાઈઓ, પ્રેમરૂપી શસ્ત્ર વડે લડતા સુભટો બનીએ; વિશ્વને ઉપરતળે કરીએ; ને પૃથ્વી પર ઈશ્વરનું રાજ્ય સ્થપાય ત્યારે જ વિરમીને વિશ્રાંતિ લઈએ.



**सन्तो भूमिं तपसा धारयन्ति।**

સંતો પોતાના તપ વડે પૃથ્વીને ટકાવી રાખે છે.

— મહાભારત

